૫૦૬૬

ગમ્મત સાથે જ્ઞાન મેળવશો કે!

શ્રી જૈનધર્મ સ્વેતાંબર શ્રીમન્નાગપૂરિય તપગ-
ણ ગગનાંગણ નભોમણી શ્રી પાર્શ્વચંદ્ર સૂ-
રિ સંતાનીય ભટ્ટારક શ્રી ભ્રાત્રીચંદ્રજી
મુનિમહારાજ.

# गुणमणी मंजुसा.

દુહા

પંચમ કાળે પ્રગટ એ, મુની મંડળ દીનકાર;
ભ્રાત્રીચંદ્ર સમતા ગુણી, જ્ઞાન ક્રીયા ભંડાર.

જૈનધર્મિ બાઇયોને સારૂ

પ્રસિદ્ધ કર્ત્તા

શાહ લલુ વહ્યમ ઘોલેરાવાળા
મુ. વિરમગામ્

અમદાવાદ
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપી.

આ પુસ્તક શ્રીપાટડીના સંઘ તરફથી મફત
વહેંચવામાં આવશે.

# ગુણમણી મંજુષા.

## દુહા.

ભાવે ભજો ભાઈ ચંદજી, ભવજળ તારણ નાવ;
વિન્તી વલ્લભ સૂત્તની, વાંચીને ગુણ ગાવ.

મુનિ મહારાજ ભાઈચંદજીસ્વામી પુરપાટડી પધાર્યા ત્યારે તેમના વડીલ બંધુ કોટવાળજી રૂષી શ્રી લક્ષમીચંદજી હરખચંદજી ગણી શ્રી ગાંડળ નિવાસી તથા લઘુબંધુ યતિ શ્રી કલ્યાણચંદજી હરખચંદજી શ્રી વિરમગામ નિવાસી તથા યતિ શ્રી પ્રેમવિજયજી શ્રી અજાણા નિવાસી તથા રાવબહાદુર ગણપત્તસીંહજી ધનપત્તસીંહજી તથા બાબુ સાહેબ બુધચંદજી શ્રી મુર્શીદાવાદ અજીમ ગંજ નિવાસી તથા નરેંદ્ર સૂર્યમલસીંહજી તથા શ્રી સંઘ સમસ્તના અતી આગ્રહ સાથે આશ્રય મળવાથી આ ગુણમણી રત્નની રચના કરવામાં આવી છે તેને વાંચવાને તસ્તી લેશોજી.

## રાગ. પ્રેમ સભા જનો.

મહા સીરોમણી, અતી સુગતીના ધણી,
આજ મુનીરાજ પધાર્યા વધામણી,
ગુરૂ ગુણી ભાઈચંદજી સ્વામી, બહુ સીષ્ય પરીવાર,
વિહાર કરંતા આપ પધાર્યા, પુર પાટડી મોઝાર. મહા. ૧
પુર પધાર્યા પાટડી જ્યારે, અલબેલા અણગાર;
નિર્મળ રત્ન મણી સમ સ્વામી, જીન સાસન સણગાર. મહા. ૨

પરમ કૃપાળુ છો મહારાજા, ધરમ ધુરંધર ધીર;
ગુણવંત ગુરૂની વાણી જાણી ખીર સમુદર નીર. મહા. ૩
બાત્રીચંદ્ર મુણીંદ્ર દગીંદ્ર આતમ આધારી;
માનમોડી જુગલ કરજોડી વંદે નર નારી. મહા. ૪
કચ્છ દેશ ગરૂધર ને માલવ સોરઠ શોભે બેસ.
મુગ્ધ જનોને સુગન કર્યા ગુરૂ સારો દઈ ઊપદેશ. મહા. ૫
ગુર્જર દેશની પવિત્ર ભુમી પુર પાટડી કહેવાય;
પુર નાયક લાયક સોભાગી, સુયંમલ મહારાય. મહા. ૬
સુણે બ્યાખ્યાન ચીત ધરીને, વંદી ગુરૂના પાય;
બહુ જનને પ્રતીબોધ કર્યાં ગુરૂ તે વિસર્યાં કેમ જાય. મહા.૭
ધર્મ સીરોમણી ગામ ધોલેરા મુળ વતન કહેવાય;
ગુણ મણી વિરમગામ નીવાસી લલુ ત્રંમ ગુણ ગાય. મહા.૮

## રાગ બનઝારા.

શ્રી સાંન્તી નમુ શીરનામી, તમે શીવપુરના છો સ્વામી,
દેશ ગુરજર સોભા સારી, પુર પાટડી જાણે બલીહારી;
જીહા જૈનપુરી સમજામી, શ્રી સાંન્તી નમુ સીરનામી. ૧
નૃપ વિનય વિચિક્ષણ વાન, બહુ નિતિ તણા ગુણ જાણ,
દરબાર સાહેબ સુધામી, શ્રી સાંન્તી નમુ સીરનામી. ૨
ધીરવીર અને ગંભીર, તમે સુકૃત્યમાં વડવીર;
નથી કોઈ રીતે કાંઈ ખામી, શ્રી સાંન્તી નમુ સીરનામી. ૩
દાનેશ્વરી છો બહુ ડાહ્યા, તમે સુર્યંગસજી રાયા;
ભેખ તણા ઘણા વિસરામી, શ્રી સાંન્તી નમુ સીરનામી. ૪
પુર પાટડી શ્રી સંઘ સોહે, સુભ શ્રાવક ગુણ મણી મોહે;

ગુણવંત ગુરૂ ગુણ ધામી, શ્રી સાંન્તી નમુ સીરનામી. ૫
મુનિરાજ પધાર્યા જ્યારે, સુણી દેશના અમૃત ધારે;
હરખીત ભયા નરનારી, મુની બાઈચંદ્ર બલીહારી. ૬
અઠાઇ મહોચ્છવ કરવા, અતી હુંશ થકી આદરવા;
કરી મંડપ રચના ભારી, મુનીભાઇ ચંદ્ર બલીહારી. ૭
બાબુ સાહેબ પધારે ગુરૂવંદન હરખ વધારે;
વ્યાખ્યાન સુણે સુખકારી, મુનીભાઇ ચંદ્ર બલીહારી. ૮
છે ધોળેરા મુજધામ, હવે રહુ છું વિરમગામ;
વિન્તી સુત વલ્લભ ધારી, મુનીભાઈ ચંદ્ર બલીહારી. ૯
સવંત ઓગણીસે અડતાલી, ફાગુણ કૃશ્ન રઢીઆણી;
કલ્યાણ કરો ભવતારી, મુનીભાઈ ચંદ્ર બલીહારી. ૧૦

( રાગ પુર્ણ થયો છે ખેલ સજનો )

આજ આનંદ અપાર સજનો, આજ આનંદ અપાર.
ભવીજન આનંદ કરવા આજે, ગાજે ગુર્જર સાર.
સાંન્ત દાંન્ત મંહત મહાગુણી, મુનિ મંડળ દીનકાર. સ૦ ૧
પ્રૌઢ અખંડને તેજ પ્રતાપી, સીતળ નિર્મળ જ્ઞાન;
કળજુગ માંહે કલ્પ તરૂસમ, ચીન્તામણી રત્ન સમાન. સ૦ ૨
રાજપ્રતાપી નિતી વીચીક્ષણ, સમયજ્ઞ ચતુર સુજાણ;
નૃપ સુર્યમલ રાજ્ય સવાઇ, પ્રતપે દીનકર ભાણ. સ૦ ૩
દીશ પુરવમે દેશ બંગાળા, અજીમગંજ અભીરામ;
રાય બહાદુર ગણપત સીહજી, બુધસીંહજી બુધ ધામ. સ૦ ૪
પુર પાટડીએ આપ પધારી, દીધું તીહાં બહુ માન;
સંઘ સમક્ષે આનંદ પામી, જય જય જય ગુણવાન. સ૦ ૫

સંવત ઓગણીસે અબ્દ અડતાલી, માસ ફાગુણ વદી જાણ;
કહે લલ્લુ અતી આણંદ આજે ઉચરે મુખ કલ્યાણ. સ૦ ૬

**(રાગ ત્રોટક છંદ તથા ઠુમરીમાં પણ ગવાય છે.)**

જય આદિ જુગાદિ જીનેશ્વરને, સુત નાભીતણા પ્રણમુ સીરને;
જનની ગરૂદેવિ કુખે ઊપના, વૃખભાદિ લહી ચઊદે સુપના. ૧
પુર પાટડીમાં જીન સાંન્તિ સદા, જન દેખી ઘણાં ચિત થાય મુદા;
સુભ શ્રાવકનો સમુદાય ભલો, ગુણ ગાય જીનેશ્વરના વિમલો. ૨
પુર ચોતરફે ગઢ શોભિ રહ્યો, કરિ કોરણી કાંગર વાસ લહ્યો;
અતિ દવાર સુ રંગિત બારી ભલી, બહુ બાગ ખિલ્યા જીહા ચંપ કલી.
ડગરો મરૂ મોગર માલતીના, સુભ શોભિત પૂષ્પ સુખા લતિના;
સુભ જાસુલ કેવડ જાઈ જુઈ, ગુલબાસ ગુલાબ સુગંધ મઈ. ૪
પુર નાયક લાયક નીતિ ઘણી, જસ કીર્તિ વીરતરિ ભૂપ તણી;
ધરતા બહુ ધર્મ તણી કરણી, સુભ જાતિ કુટંબિક તેહ તણી ૫
નહી બંધન વેદન જીવ તણા, સુખકારિ દયા પ્રતિપાલ ઘણા;
નૃપ સૂરજમલ સદા પ્રતપે, જીન ધર્મ તણો મહીમાં સુજપે. ૬
બહુ ધર્મ તણી કરણી કરવા, અતિ ગહોચ્છવ પાટડી આદરવા;
ધરી શ્રાવક ધ્યાન વિશે ગુરૂની, ઊપદેસ સુધારક આચરની. ૭
મુનિરાય મહા ગુણવાન અતી, રતીરૂપ સમા બુધવાન યતી;
પદધારત પાટડી માંહી જદા, કરી કલેસ સમુલ નિકંદનતા. ૮
ધરંગાણી તણા સુધર્યા સરવે, કરી ચોખ તગાગ સુભે ભરવે;
ગુરૂ ગોતમ સદ્રીસ સાંન્તપણું, મુની ભાત્રી સસીરવી તેજ ઘણું. ૯
દીસ પુરવ સોભીત બંગજનો, નૃપ બાબુ બહાદુર ધન્ય તનો;
બાબુ બુધ આવત રંગ ભરી, ગુણચંદ બોલાવત હર્ષ કરી. ૧

ગુરૂ વાણી મનુગન સુધા સરખી, સુણી સુન્ન થયા અતીશે હરખી;
પરભાવન શ્રીફળની કરતા, નવલા નિત્ય જમણુવાર થતા. ૧૧
દિન પાંચ તણી સ્થિરતા નહતી, બુધસીંગ જવાની તૈયારી હતી;
ગુરૂનો ઉપદેશ વિશેષ ધરી, સ્થિરતા દિન વિસ તણીજ કરી.૧૨
સુત્તરાય બહાદુર ધનપત્તસીં, નૃપ બાબુ સવાઈ ગણપત્તસીં;
અતિ તર્ક વિતર્કથી વાત કરે. ગુરૂ તેહ કુસલ્યને સર્વ હરે. ૧૩
કરતા જન શ્રાવક ઓછવને, વળી મંડપ રંગ મહોચ્છવને;
બહુ હાંડી ગીલાસ અને તખતા, ઝુમર લટકાવી જીહા પુખતા ૧૪
રૂસનાઈ કરી અતી મંડપની, બહુ સ્થંભ વિચિત્રીત વસ્રપની;
ઉગદા અતી રંગ ઉમંગ વળી, છજમાં સણુગારીજ જુગતી ભલી ૧૫
નિત્ય નૌતમ વાજત વાજીંત્રો, પડઘમ સરણાઈ પખાજ ધરો;
છત્રીસ યુરોપીયન ફ્રાસનના બહુ વાજત વાજીંત્ર ભાસનના. ૧૬
વરઘોટન વરણુન અલ્પ કહુ, સુણજો જન પ્રેમી ઉમંગ સહુ;
છબીલા બહુ છેલ થકી ચડીયા, વર અશ્વતણી પેહરે અડીયા.૧૭
કલગી ઝલકે ચલકે સીરપે, મલકે મુખ તંબલ કેસરપે;
અતી ગાવત ગોરી સુગીત જીંહા, રથ ચાંદી તણો ઝણુણાટ તીહાં. ૧૮
સિવિકા શિર છત્રય સૂર્ય મુખી, જનદેખિ થયા અતીશે હરખી;
જીનરાજ બીરાજત વાહનમે, અહી સુગ્ન જનો અતી ચાહનમે. ૧૯
કરતા જગ જાત્ર સુપુરી વીધી, પ્રગટી તવ નીધી અને સમૃદ્ધિ;
દુખ દોહગ દાળીદ્ર દુર ગયાં, સુગ સાજ સમાધી ઉમંગ થયાં.૨૦
મિતી ઓગણીસે અડતાળી વીસે, વદી ફાગુણને દસમી દીવસે;
મતી દાયક છે મુનીરાજ મહા, ગુરૂ બાત્રી સસી ગમ બંધુ અહા ૨૧
ગુરૂજી હરચંદ્ર પ્રતાપ થકી, કવિતા કરી ત્રોટક છંદ થકી;

ચણુ ગાવે લલુ સૌ સંઘ વતી, જય થાવ કલ્યાણુ સદા જયતી.૨૨

( રાગ ક્ષત્રીકલંક કેમ લેશેરે. )

પ્રથમ વંદુ હું શ્રી મુનીરાય, આનંદ આજ અતી ઘણોરે.
સરવે સંઘને લાગુ હું પાય. આનં૦
કૃપા કરી પધાર્યા મહારાજ. આનં૦
સર્વે સિદ્ધ થયા અમકાજ. આનં૦
સહુ સંઘને હર્ષ અપાર. આનં૦
જાઉ સત કોટી બલીહાર. આનં૦
બાબુ ધનપતસીહ તણા જાણુ. આનં૦
બાબુ ગણુપતસીંહ ગુણુખાણુ. આનં૦
બાબુ બુધચંદની અતી મેહેર. આનં૦
તાર કરી તેડાવ્યા લીલા લેહેર. આનં૦
બાલભાઈએ ધરી બહુ હામ. આનં૦
અઠાઇ મહોચ્છવ આદર્યું કામ. આનં૦
નૃપ સૂર્યમલજી સુખદાય. આનં૦
સહુ સંઘને ધાર્યું કામ થાય. આનં૦
સુણો વ્યાખ્યાન નૃપ પોતે ખાસ. આનં૦
ગુણી ગુરૂભાઇચંદજીની પાસ. આનં૦
વિન્તી વલ્લભ સુતની આજ. આનં૦
ભાવે ભજો ભાઈચંદજી મહારાજ. આનં૦

( રાગ હવે શીયાળો આવ્યો સ્વામી નાથજો. )

ગુરૂ ભાઇચંદજી જીન સાસન સોહામણા;
પુર પધાર્યા પવિત્ર પાટડી ધામજો. ટેક.

ગુરૂ વીચરેછે ભવી જીવને ભવતારવા;
વિનયવંત બહુ સિષ્યતણે પરીવારજો,
સાંભળતાતો પાતીક જાશે સર્વથા,
ભવીજીવને અતીસે આનંદ કારજો. ગુરૂ. ૧
સમકીત રૂપી સરોવરમાં નહાવણ કરી,
સમતા રૂપી અદભુત પહેર્યો સણગારજો;
મુગટ ત્રીતત્વનો શીર સોભે ઘણો,
નવ તત્વ કમળનો ગળે સોહાવ્યો હારજો. ગુરૂ. ૨
સીંહાસન બેઠારે ભવીને બુઝવે,
સુપના દાખલ આ ખોટો સંસારજો;
ભ્રમણતા મુકીને તપ જપ આદરો,
પડી ક્રમણા પોષા સમાયક સારજો, ગુરૂ. ૩
તપસાનુ ફળ મોટુંરે શ્રાવક શ્રાવીકા,
દીન પરતે રાખો ચડતા પ્રણામજો;
અઠાઈ મહોચ્છવ અતી આનંદે આદર્યો,
જેથી પામવા ભવ સાયરનો પારજો. ગુરૂ. ૪
કહે લલુ ગુણવંત ગુરૂ ચરણે નમી,
ગામ ધોળેરા ગુણમણી ચૈત્ય વિસાલજો;
વલ્લભ સુતની વારંવારે વંદના.
શ્રી સંઘમાં હોજો મંગળ માળજો. ગુરૂ. ૫

**( રાગ સુણ ચતુર સુ જાણ પરનારીની પ્રીત કણુ નવ કીજીએ. )**

ગુણવંત ગુરૂ વિનતડી સેવકની ચીતમાં ધારજો. ટેક.

ગાઊ ચીત ચરણુ શું લાગ્યુછે, વળી મીથ્યા ભર્મ દુર ભાગ્યું છે,
ગુરૂ પદ ભેટણુ મન જાગ્યુ છે, ગુણુવંત૦ ૧
ગારા ચીતડા માંહે વસીયા છો, જાણે રોમરોમ ઉલસી આછો
મુની જ્ઞાન ગુણુના રસીયા છો. ગુણુવંત૦ ૨
હું તો ઓલંગ આપની ચાહુછુ, ઇહાં બેઠો ભાવના ભાવું છુ
ગુરૂ નીશદીન સીસ નમાવું છું. ગુણુવંત૦ ૩
તુમ મુખડાની મીઠી વાણી, વળી અમૃત સું અધીકી જાણી
પ્રતિબોધ રહ્યા ભવીયણુ પ્રાણી. ગુણુવંત૦ ૪
ભૂમી ગુજરાત તણી આજે, ગીરવા ગુણુવંત ગુરૂ ગાજે
જોણે જરૂર જૈનપૂરિ છાજે. ગુણુવંત૦ ૫
વિંન્તી સૂત્ત વલ્યમની લેજો, તમે કલ્પ પ્રમાણે ઉતર દેજો
કહે લલુ ચીરણુ જીવી રહેજો. ગુણુવંત૦ ૬

( રાગ ભેખરે ઉતારો રાજા ભરથરી. )

વારીજાઉં વાલા તુમ વેસને, વાલો કર્યોરે વૈરાગ્યજી;
પુર પધાર્યા ગુરૂજી પાટડી, પ્રગટયા પુર્વના ભાગ્યજી. વારી. ૧
ગુણી ગુરૂ ભાઈચંદજી સોમે મુખચંદ્રા કારજી;
વાણી મીઠીરે મોહન વેલડી, મુરતી ગહામનો હારજી. વારી. ૨
આરંભ સહુ છકાયના, પરીહરીયા તમામજી;
સુદ્ધ મારગ પરૂપતા, વિચર્યા પાટડી ગામજી. વારી. ૩
પંચ મહાવ્રત પાળવા, પાળવા પંચા ચારજી;
દોસ બેતાળીસ ટાળવા લેવા સુઝતા અહારજી. વારી. ૪
પલંગ ઢોળીયા પરહરી, કરવા ભોમ સંથારજી;
કનક કચોળારે છાંડવા, કાષ્ટ પાત્રે વહેવારજી. વારી. ૫

સીયાળે ઠંડ પડે ઘણી ઉનાળે લુબ વાયજી;
તાપ તપે ધરતી ધખે ચાલવું અણવણુ પાયજી, વારી. ૬
ચોમાસુ અતી દોહલુ ઘડી એક સાંસોન થાયજી;
વરસે મેહુલો જ્યાં લગી, ગોચરી નવી જવાયજી. વારી. ૭
ઘેર ઘેર ભીક્ષારે માગવી દૂષણ રહીત સદાયજી;
જયણાએ કરી ચાલવું, મુકવા પુંજી પાયજી. વારી. ૮
શ્રાવક શ્રાવીકા વીનવે ગુરૂ તમે તારણ હારજી;
સુખ હેતુ સહુને ઘણા દાન દયા આધારજી વારી. ૯
બાવીસ બળીયા જીત્યા ગુરૂ, ગયા ચોર ચ્યાર નાઠજી;
વંદના હોજો વચ્યમ સુતની, એક સહસને આઠજી. વારી. ૧૦
ધર્મ સીરોમણી સોભતું, ધોળેરા મુજ વાસજી;
કહે લલુકર જોડીને કરજો અહીયા ચોમાસજી વારી. ૧૧

રાગ બનઝારા.

પુર પાટડી જાણી બલીહારી, શું વાત કહું વીસ્તારી; ટેક.
કરી મંડપ રચના ભારી, વળી પુર પોળ સણગારી,
તીહાં ધ્વજા ધર્મની ધારી. શું વાત. ૧
ચડે જળ જાત્રા વરઘોડો, કહું છું સંક્ષેપથી થોડો,
તમે સુણજો નરને નારી. શું વાત. ૨
નૃપ સૂર્ય ચંદ્ર બીરાજે, બાપુ બુધસીંહજી છાજે,
બેઠા બગીયા મોઝારી. શું વાત. ૩
સુખપાલ બેસી કોઈ આવે, સાણાં સીગરામ જોડાવે,
ગડગડે નીશાન ત્યાં ભારી. શું વાત. ૪
કઈક છડી ચમર ધારી કરી અશ્વ તણી અસ્વારી;

એક એકથી સોભા સારી. શું વાત. ૫
મહાજન મોટુ વળી આવે, ગોડી માળી ગુણુ ગાવે;
તીહા દાન કરે દાતારી. શું વાત. ૬
વળી ભર્ઈબંધ નાના મોટા, હાથુમે ગુલાબ ગોટા;
મુસ્તકે છત્રી ધારી. શું વાત. ૭
છે ફુલ ગુલાબી ફેંટા, ખભે કસ્બી છે રેટા;
જરી સાલ દોસાલા ભારી. શું વાત. ૮
પેહેરણ અંગરખા પહેરી, આવ્યા અલબેલા લહેરી;
છંટાય ત્યાં ગુલવારી. શું વાત. ૯
વળી વીરમગામની ટોળી, પરીવાર સહીત બહોળી;
ગાવત હે ઝાંઝ વજારી. શું વાત. ૧૦
છત્રીસ વાજીંત્ર વાજે, ધડબમ સરણાઈ પખાજે;
ત્રાંસાને નૌબત ભારી. શું વાત. ૧૧
રથ કનક ચાંદીનો છાજે, જીનરાજ તીહાં બીરાજે;
સહુ સંઘને આનંદકારી. શું વાત. ૧૨
ટોળે મળી સહીયરો આવી, ગીત ગાવે મુખ મલકાવી;
સોળે સણુગાર સુધારી. શું વાત. ૧૩
આખીયામે કાજળ ધરતી, દર્પણ લેઈ ટીલડી કરતી;
સેંથે સીંદુર છે ભારી. શું વાત. ૧૪
હાથુમે કંકણ ઝળકે, સોનેરી સાંકળા ઢળકે;
જડતરપર જાઉં બલીહારી. શું વાત. ૧૫
ઢાંબીએ ઘુઘરા ઘમકે, ચાલે ને ઠગઠગ ઠમકે;
કહાની જોડ છે ન્યારી. શું વાત. ૧૬

છંદે ઘુઘરીઓ લટકે, હીંડે અલબેલી મટકે,
લાગે મુદ્રીકા પ્યારી. શું વાત. ૧૭
નાકે નૌતમ તો વાળી, ઊપર છે વેણુ રસાળી;
ઝુકે ઝુમણા બહુ ભારી. શું વાત ૧૮
કોઇને મોતીની માળા, કોઇને છે હાર રૂપાળા;
બાજુબંધ શોભા સારી. શું વાત. ૧૯
સોનાનો સુંદર વાંક. શોભા બની આડો આંક;
છે કનક કળસ સીર ધારી. શું વાત. ૨૦
કાને ગચકણીયા મોતી, લળી લળી પ્રભુ મુખ જોતી;
કરે વંદના વારંમવારી. શું વાત. ૨૧
વળી પહેર્યાં સુંદીર સાળુ કોર કસબી પોત રૂપાળુ;
કંચુકી કીમતી ભારી. શું વાત. ૨૨
છે ઘાઘરે કસબી કોર, માંહી વેલ બુટાને મોર;
ઘુઘુરી ઘમકે છે ન્યારી. શું વાત. ૨૩
સણગાર સજી સહુ બાળા, ગાવે છે ગીત રસાળા;
કોકીલ કંઠેથી નારી. શું વાત. ૨૪
સુરિ રાજ્ય ઇંદ્ર સીવગામી; તમે સાન્તી જીનેશ્વર સ્વામી,
મુજ આતમના આધારી. શું વાત. ૨૫
પછી જીન મંદરીએ આવે, ઘૃત બોલી પ્રભુ પુંખાવે;
તીહા થાય જમવાની ત્યારી. શું વાત. ૨૬
નથી ભણ્યો પીંગળ ગતી થોડી, સુત વલ્લભ કહે કરજોડી,
ગુરૂ ભાઇચંદ્ર બલીહારી. શું વાત. ૨૭

### દુહા.

પુરપાટડીના શેઠીયા, કર્યો મંન વિચાર:
મળ્યો મેળો મોટો ઘણા, કરો જમણુ તૈયાર.

### ( રાગ માણીગર મોલે પધારો. )

સમકીતી શ્રાવક ગુણવાન, જમણુ તમે જુગતે જમોરે;
મારા મુરબ્બી છો મીજ માન—જમણુ તમે જુગતે જમોરે,
પુર પાટડીના પકવાન—જમણુ તમે જુગતે જમોરે. ટેક.
ખરરી સુરત શહેરની, સુતરફેણી ખંભાત;
ગુંદવડા વિરમગામના, જુવો જમાડનારની ખાંત. જમણુ ૧
જલેબી મરકી ઘેબરા, મગદળ મોતીચુર.
મોહનથાળ મગસ પુરી ગાહે, ભેંસુના ઘીઈ ભરપુર. જમણુ ૨
મગદળ મારી ગુંજાનો, સારો લાગે સ્વાદ.
સુંદર સાંગે ગટલી, તમે ખાતેથી ખાવ એકાદ. જમણુ. ૩
મંદાના દળ દહીથરા, કાઢા ઘરનો કંસાર;
પીરસે ખાડ ખોબાભરી, કરે વટલોએ ઘીની ધાર. જમણુ. ૪
ખાન્ન ફીણી સુરમુ, બાસુદી દુધ પાક;
મીઠાઇ સરવ આવી રહી હવે ભાત ભાતના સાક. જમણુ. ૫
ભીંડા ગલકા કારેલા મેથી મોગરીનો મેળ;
પરવર વાલોળ વાંકડી તળ્યા તુરીઆ મુકી તેલ. જમણુ. ૬
ભજીયા કેરી કેળાના, મરી મસાલેદાર;
ઉના ઉના જેમ ઉતરે, તેમ પીરસે પંગત મોઝાર. જમણુ. ૭
રાઈ નાખીને રાયતા, મોળા દહીંના થાય;
વાલ વટાણા વધારીયા, તેનો સ્વાદ કહ્યો કેમ જાય. જમણુ. ૮

પાપડ પિરસ્યા પ્રીતથી, અથાણા અનેક પ્રકાર;
દાળ રસાળ તુંવેરની, માંહે હીંગ મરચાનો વઘાર જમણુ. ૯
કીધો ભાત કમોદીયો, છુટે છુટો થાય;
દોરો દીધો ઘીઈ ભર્યોંમનો કહો કેવી જુગ્તીથી જમાય. જમણુ. ૧૦
કરી કઢી દહી ભાંગીને, ખાંતે ભોજન ખાય;
પછી પંગતમાં પ્રીતથી, ઠંડા નિર્મળ પાણી પવાય. જમણુ. ૧૧
વચ્ચમ સુતવળી સર્વને વહેચે ફોફળ પાન;
સાંજરે વહેલા પધારજો, સહુ જગવા ગારા ગહેર બાન જગ ૧૨
ધર્મ સીરોમણી ધોળેરા, ભાલ ભુમી ભરપૂર;
કાચુ કનક તીહાં નીપજે, કહે લલુ સૌ સંઘ હજુર. જમણુ. ૧૩

( રાગ લાવણી. )

ગુણવંત ગુરૂના ગુણ ગણુ હું આજે,
ભવીભાવે ભજો ભાઈચંદ્ર મહા મુનીરાજે,
ભવજળનુ તારણ નાવ જાવ ત્યાં વહાલા,
લાગી મોહની તુમ તણી ઘણી કહુ લહાલા,
મહા વર્ત ગુરૂ ગુણવંત પાળતા આપે,
વળી પાળે પંચા ચાર વૃંદ ભવ કાપે,
બાવીસ બળીયાથી થયા મુક્ત શીર તાજે,
ભવીભાવે ભજો ભાઈ ચંદ્ર મહા મુનીરાજે. ૧
છો સુકૃતમાં સુરવીર ધીર ગુણવંતા,
કર્યા ચોર ચ્યારને ચપટ બહુ બળવંતા,
સાકરથી સરસ છે વળી ગુરૂની વાણી,
જાણે ખીર સમુદ્ર નીર જરૂર લ્યો જાણી,

પંડીતમાં છો પ્રખ્યાત આપ સહુ મતના,
વસુધાને વિષે વિખ્યાત છકાયની જતના,
વળી ભેદ ભણ્યા ભલીભાત કીર્તિ બહુ ગાજે,
ભવી ભાવે ભજો ભાઈચંદ્ર મહા મુનીરાજે. ૨
વ્યાક્રણમાં વડા વિદ્વાન શબ્દ રસ ભારી,
પુર પધાર્યા પાટડી ગામ જાણી મેં વારી,
કરે ભવીભાવથી જેહ ગુરૂના દરશન,
દુઃખ ટળે દુર દોહંગ દેવીંદ્ર પરસન,
તરવાનું સફરી જહાંજ જરૂર હું જાણું,
ભાઈ ચંદ્ર મુણીંદ્ર જગત પરમાણું,
સુખદાયક લાયક સર્વ જીવના છાજે,
ભવીભાવે ભજો ભાઈચંદ્ર મહા મુનીરાજે. ૩
ધરો તરો ડરોને ભરો ગુણી ગુરૂ ગ્નાની,
ધનગાજ છબી જોઈ આજ મેરે મન માની,
પ્રભુ પ્રીત નીત્ય રીસ જીત્ય અજીત ગુરૂ મેરા,
આપ જાપ તણા પરતાપે મીટે ભવ ફેરા,
ઝટપટ છટકટ ગતી ચ્યાર કરી ચકચુરા,
છો ક્ષમા તણા ભંડાર સાંન્તરસ પુરા,
વિતરાગી તુમારો વેસ વારી જઊ આજે,
ભવી ભાવે ભજો ભાઈચંદ્ર મહા મુનીરાજે. ૪
સ્વંત ઓગણીસે સુખકાર વરસ અડતાળી,
ફાલ્ગુણ કૃષ્ન અષ્ટમી આતી રઢીઆળી,
વિન્તી સૂત વસ્યગ તણી ધરોને કાને,

ગાયા પુર પાટડી ખ્યાલ સભા દરમ્યાને,
છે ધોલેરા મુજ ધાગ બંદર કે ક્યારે,
હવે વતન છે વિરમગામ નવી બેજારે,
ગાવે લલુ લાવણી બજાવી બાજે,
ભવી ભાવે ભજો ભાઈ ચંદ્ર ગહા મુનીરાજે. ૫



## ગુહળી.

### ( ભમરા પેલો વધાવો મારે આવીયો. )

ગુરૂજી સુભાનીક સહેરમાં જનમ લીયો;
ગુરૂજી ઘેર ઘેર મંગળ ગવાયરે, ગુણવંતા ગુરૂજી સંજમ. ૧
ગુરૂજી અવદીસ બ્રહ્મકુળ ગ્નાતી છે પાલ્ગોરે અતી નીરગળો,
ગુરૂજી દીપાવ્યુ કુળ મુનીરાયરે. ગુણુવંતા. ૨
ગુરૂજી માતા વિજય કોરકુખે અવતર્યા;
ગુરૂજી દાનમલજી પીતા નામરે. ગુણુવંતા. ૩
ગુરૂજી સ્વંત ઓગણીસે પાંત્રીસ સાલમાં;
ગુરૂજી ગુણુમણીછે વિરમ ગામરે. ગુણુવંતા. ૪
ગુરૂજી દીક્ષા લીધીરે અતી લઘુ વયે;
ગુરૂજી મુકતી ચંદજી ગુરૂ પાસરે. ગુણુવંતા. ૫
ગુરૂજી ઓગણીસેં સાઠત્રીની સાલમાં
ગુરૂજી વિવિધ છે વૈશાખ માસરે. ગુણુવંતા ૬
ગુરૂજી ક્રિયા ઉધાર કીધો અતી ભલો
ગુરૂજી કુશળચંદજી ગુરૂ પાસરે. ગુણુવંતા. ૭

ગુરૂજી પવિત્ર કર્યુંરે પુર પાટડી
ગુરૂજી ભવીજન સુણો ઉપદેશરે. ગુણવંતા. ૮
ગુરૂજી ગુહળી કરીરે મન રંગ સ્યું
ગુરૂજી વલ્લભ સુત વંદે હમેસરે. ગુણવંતા. ૯

ગુહળી.

રાગ—સનેહી વિરજી જયકારીરે.

સખી મોરી બાઇચંદજી ભજીએ,
વિષય વારી શીયળ ધારીસજીએ. સખી મોરી. ટેક.
પુર પાટડીએ ગુરૂ આવ્યારે, સહુ શ્રાવકને મન ભાવ્યારે,
જૈન ધર્મના મર્મ બતાવ્યા. સખી મોરી. ૧
સ્વામીવચ્છળ મહોચ્છવ સુખકારીરે, શાણા શ્રાવકે વાંત વિચારીરે,
કરી મંડપ રચના ભારી, સખી મોરી. ૨
જાણે દેસના અમૃત વરસેરે, ભાગ્યુ સાહેબ શ્રવણે ધરશેરે,
જેથી પાપ નિકંદન કરશે. સખી મોરી. ૩
સ્થળ મુક્ષુદાવાદ નિવાશીરે, ધન્ય ધનપત્ત સુત વિલાસીરે,
આર્ય ગણપતસીંહ અભ્યાસી. સખી મોરી. ૪
બુદ્ધસીંહજી બુદ્ધીના બળીયારે, ગુણવંતા ગુરૂ આજે મળીયારે,
કરી દરીશન પાતીક ટળીયા. સખી મોરી. ૫
પુર પાટડીના સુભ સંગેરે, રાય સુરજમલ મન રંગેરે,
આપ્યું માનપત્ર ઉછરંગે. સખી મોરી. ૬
ગાવે ગુહળી ગુણવંત નારીરે, સોહે સોભાગ્યવંતી સારીરે,
સહુ શંઘને આનંદકારી. સખી મોરી. ૭
વિંન્તી સુત વલભ ધારીરે, જંપે પોલેરાના નરનારીરે,

દેજો દરીશન આપ પધારી. સખી મોરી. ૮
સંવત ઓગણીસે ચડતાળીરે, માસ ફાગુણની રઢીઆળીરે,
લહે લલુ નિત્ય દીવાળી. સખી મોરી. ૯

ગુહુળી ૩.

( સાંભળજો મુનિ સંજમ રાગી. એ દેશી. )

સીયળ સોભાગીને ગુણના રાગી, ગુરૂ ભાઇચંદજી મળીયારે;
પવિત્ર કર્યું પુરપાટડી આજે, ભવના પાતીક ટળીયારે. સી. ૧
બહુજનને પ્રતિબોધ દીયો ગુરૂ, સમતા રસના દરીયારે;
મોહ માયા સહુ દુર નિવારી. ધ્યાન પવનથી ભરીયારે. સી. ૨
ગ્યાન ભણ્યા વળી દેશ ફર્યા બહુ, ભવી જીવને હીતકારારે;
નયગમ ભંગ પ્રમાણ કર્યા ગુરૂ, વાણીતો અમૃત ધારારે. સી. ૩
ગ્યાન દોરીથી મન વશ કીધુ, જડતા દુર નિવારીરે;
શરણુ કરણ ગુણધાર અનુપમ, પંચમહાવૃત ધારીરે. સી. ૪
અલીક દ્રવ્ય કર્યું રાજ અળગું, વિરતા કરી પટરાણીરે;
સંશય શત્રુને દુર નિવારી, તૃષ્ણાથી મન લીધું તાણીરે. સી. ૫
પર્ગ કર્યો ઉપગાર તુમે ગુરૂ, કલ્પ તરૂ સમ કાયારે;
તત્વસ્વરૂપ જીનવાણી પ્રકાસી, દુરમત દુર નસાયારે. સી. ૬
ધર્મ શિરોમણી ગામ ધોળેરા, મુળ વતન છે મારૂરે,
કહે લલુ ગુણવંત ગુરૂ આજે, ધ્યાન તમારૂ ધારૂરે. સી. ૭

ગુહળી. ૪

( રાગ સીતાજીના મહીનો.)

ગુરૂ ભાઈચંદજી મહારાજ, ચરીત્ર હું દાખવું,
તેહ સાંભળવા નર નાર એક ચીત રાખવું. ૧

દેશ મરૂધર મધે ગામ સુભનીક શોભતું,
કોટ કીલ્લો ઘણો મજબુત, ઈંદ્રપુરી ઓપતું. ૨
વાડી સરોવર કુવાને વાવ્ય, વૃક્ષો તણી નહી ગણ્યા,
રૂડી ધર્મશાળા છે અપાર, મંદીર જૈનનાં ઘણાં. ૩
વસે શેઠ મોટા શાહુકાર, ઘણા પુન્યવંત છે,
દાંન દેવા અતી ઉછરંગ, જેને ઘણી ખંત છે. ૪
ગુરૂ જન્મ લીઓ અવદીચ, કુળ બ્રહ્મ જાત છે;
માતા વીજયકોર ગુણવંત, દાનમલજી તાત છે. ૫
દેશ ગુજર ઘણો છે રસાળ, ધરમની ધ્વજા ધરી,
માત પીતા પુત્ર ગુણવંત, પ્રવાસે પ્રીતી કરી. ૬
વીરક્ષેત્ર વીરમગામ પાસ, ગુણી માંડલ ગામ છે,
પ્રીત ધરી આવ્યા પુર માંહી, કર્યો વીસરામ છે. ૭
દીએ દેશના અમૃત ધાર, ગુણી ગુરૂ રાયજી,
સુપના દાખલ ખોટો સંસાર, વૃથા ચાલ્યો જાયજી. ૮
મોટો દાંન તણો મહીમાય, અહો મોંતું ભાવજી,
સદપાત્રે શ્રાવક દેવે દાન, આતમ પાવન થાઅજી. ૯
સસી નીધી કરખટ સાલ, માસ તીથી આદી છે,
પાર્શ્વચંદ સ્વેતંબરાચાર્યની પાટે ગાદી છે. ૧૦
[illegible] ઉપદેશે, માત પીતા આવીયાં,
[illegible]ત, ગુરૂને વહોરાવીયા. ૧૧
[illegible], સંસકૃત ભાવે ભણી,
લેવા સંજમ કર્યો વીચાર, સંસાર વૃથા ગણી. ૧૨
ગુરૂ હરખચંદ્રજી તસ સીષ્ય, મુક્તીચંદજી કહ્યા,

તસ સીસ થયા ઊછરંગ, ઉત્તમ ગુણે ભર્યા. ૧૩
સંવત ઓગણીસે સુખકાર, પાંત્રીસની સાલમાં,
લીધો ગુરૂજીએ સંજમ ભાર, માસ રસાલમાં. ૧૪
[illegible] પાસે ભાવથી ભણી,
[illegible] ગ[illegible]ી ૧૫
ઓગણીસ [illegible]
[illegible] ગુરૂજીએ [illegible], વૈરાગ [illegible]. ૧૬
એમ અનુક્રમે ગુરૂ રાગ, દેસ બહુ પરવર્યા,
કર્યું પાટડી પવીત્ર ધામ, ફરસનાથી વીચર્યા. ૧૭
ધન્ય ધનપતસીંહના બાળ બાપુ ગુણવાનજી,
ગીરવા ગુરૂ ભાઈચંદજી પાસ, સુણે વ્યાખ્યાનજી, ૧૮
નૃપ સુર્યમલજી મહારાજ બાપુ બુદ્ધચંદજી,
સુણી સદગુરૂ તણો ઊપદેસ, કટે ભવ વૃંદજી. ૧૯
ધન્ય પવિત્ર પાટડી ગામ ધન્ય શ્રાવક શ્રાવીકા,
સુત વલ્લભ વિંન્તી સદાય અષ્ટમી ફાગુણ કરનકા. ૨૦

## રાગ કંગનવા મોરો.

ગુરૂભાઈચંદ્ર બેઠા તુમે જ્ઞાન દેવારે.
સમકીત જ્ઞાન આપો (૨) મિથ્યાત્વ સહુના કાપો. ગુરૂ.
પાંચ આશ્રવ ત્યાગીરે, છ કાય પાલણુ રાગીરે.
રત્ન ત્રીના ધારી (૨) તુમે જડતા દુર નિવારી
ગુરૂ લઘુવયથી બ્રહ્મચારી કરૂ નિત્ય સેવારે. ગુરૂ. ૧
તમે સમકીત મહેલમાં પેઠારે, સંતોષ સિંહાસન બેઠારે.
ગુરૂ માન મદને મોડી (૨) કાંઇ કર્મ ભર્મને તોડી.

તમે પરિગ્રહ મગતા છોડી, લેવા મૂક્તી મેવારે. ગુરૂ. ૨
ભાઈચંદ્રમૂની રાયારે, સંજમસે ધ્યાન લગાયારે.
વિચરંતા વૃતધારી (૨) કુમતાકુ દુર વિદારી.
તમે વંદોને નરનારી મળ્યા સુગુરૂ એવારે. ગુરૂ. ૩
જીન દરિશન કરવા ભાવેરે, મુની ભાઈચંદ્રજી જાવેરે.
પ્રભુ પાસેભાવના ભાવે (૨) સહુ પાપ કર્મ ખપાવે
એમ કરી પોશાળે આવે ભવીને બોધ દેવારે. ગુરૂ. ૪
કહેછે લલુ શિરનામીરે ગુરૂ પાસે સમકીત પામીરે.
છે ધોળેરા મુજ ગ્રામ (૨) જીન મંદીર મોટું ધામ
ગુણ ગાયા વિરમગામ, શિવ સુખ લેવારે. ગુરૂ. ૫

### ઈંગ્લીશ રાહ.

(સુંદરી રીસાવુ આમ એ રાહ.)

ગુરૂ ગુણી ભાઈચંદ્રજી, સંજમશે ધ્યાન લગાયાહે ટેક.
પાપ દોષ દુર કરીને, સુમતા ગ્યાન પાયાહે.
વાવીસ પરીશા જીતીને, ચોવીસકે શરણુ આયાહે. ગુ૦ ૧
દોષ બેતાળીસ ટાળીને, સુઝંતા અહાર પાયા હે.
તૃષ્ણા તરૂણીને દુર કરી, નિગ્રંથ નામ ધરાયા હે. ગુ૦ ૨
ધોળેરા સૂખધામ હે, વાં સાન્તિ જિન સોહાયા હે.
કરજોડી કહે લલુ, મેં તેરા શરણુ પાયા હે. ગુ૦ ૩

### (રાગ બેડાબાદ બુડતો તારોરે)

અષાઢી પુનમ પહેલારે, ગુરૂ તમે આવજો વેહેલારે;
ફાગુણ શુદી સપ્તમી દીને પુરપાટડી મોઝાર,
ગુરૂ ગુણી ભાઈચંદજી પધાર્યા સાસનના સણુગાર. આ. ૧

ધન્યદહાડો જ્યારે ગુરૂજી પધાર્યા આજ ફળીઆગ આશ;
વિહારની આજે વાત સુણીને જીવ થયોરે ઊદાસ. અ. ૨
બેચર ગણેશને સંઘવી કુબેર તથા દોસી રાજપાળ;
જળવીના ગાંછલી જેમ તરફડે માય વીનાતું રે બાળ અ. ૩
વોરા જીવરાજતો વિન્તી કરેછે ગુરૂ તમે તારણહાર;
આમ અચાનક તરછોડી ચાલ્યા હવે કોનો આધાર. અ. ૪
શેઠ સાંકળચંદ, પરસોતમ ગાલા સુધીશાળી બાલુભાઈ;
ચતુર્થ માસે પધારજો વહેલા, સમ જાવેછે કાંઈ કાંઈ. અ. ૫
સુંદર હઠીશંગ ઊમેદ દોસી તથા મોહન જીવરાજ;
સેવક વિન્તી શ્રવણ કરીને સુધારજો અગકાજ. અ. ૬
કેડ બાંધી અતી આકરી આપે, સૂત્ર સિદ્ધાંતછે સાથ,
ખંભે પાતરા લટકાવી લીધા, સિષ્ય સહુ સંગાથ અ. ૭
શ્રાવક શ્રાવીકા વિન્તી કરે છે સુણો સ્વામી અરદાસ;
ભવી જીવતારણ તુમે ગુરૂજી તુમ દરસનની આસ. અ. ૮
પુંઠ વાળી પાછુ જોયું નહી ને ચાલ્યા કરીરે વિહાર;
ગુરૂજી ગુરૂજી મુખથી જપુ હું નયણે આંસુધાર. અ. ૯
બંદર કાંઠે છે ધર્મ સીરોગણી ધોળેરા મુજ વાસ;
વલ્લભ સુતતો વિન્તી કરે છે, હું તમ ચરણનો દાસ ૧૦

## રાગ કલ્યાણ. ઇંગ્રેજી વાજાનો.

સુણો ભવીજનો, હવે જાવ સું અમો;
ધર્મ ધ્યાન મંનથી, ન ચુકશો તમો. ટેક.
આઠ દીવસ તો અઠાઇ મહોચ્છવ જળ જાત્રા પ્રસંગ;
વાજા વિવિધ પ્રકારે વાજે, તરેહ તરેહના રંગ. સુ. ૧

ગુણી ગુરૂ ભાઈચંદજી મુખથી વ્યાખ્યા પુરણ થાય;
સભા વચે વલ્યમ સૂત્ર વિન્તી ગીરવા ગુરૂની ગાય. સુ. ૨
સાંન્ત સ્વભાવી ગુરૂજી હમારા ભવજળ તારણ નાવ;
દીન દાસે તો ગુરૂ ગુણ ગાઇને સંઘમાં લીધો લાવ. સુ.૩
પુષ્પ માળ અરપણ કરી અમને બાપુ બુદ્ધચંદજી;
માનપત્ર મળ્યુ સુભ રીતે અતી આનંદજી. સુ. ૪
પ્રણામ પહેલા ગુરૂ ગુણવંતને જેથી પામુ પાર;
પ્રણામ નૃપ સુર્યમલસીંહજી સફળ ગણું સંસાર. સુ. ૫
પ્રણામ બાપુ બુદ્ધ સીંહજી, પ્રણામ ગણપતચંદ;
પ્રણામ સહુ શ્રાવક શ્રાવીકા આજ ઘણો આનંદ. સુ. ૬
કૃસ્ન પક્ષને ફાલગુણ માસે દશમીને બુધવાર;
કહે લલુ ધોલેરા વતની, સંઘમાં જયજયકાર. સુ ૭



# સ્તવને.

## સાંન્તીનાથ સ્તવન.

( તુમ દીનકે નાથ દયાળ લલ્લા. એ દેશી. )
તુમ સુખકંદ સાંન્તી જીણંદ લહાલ,
તોરી મૂહુર્તિ મોહનગારી. પ્રભુજી તોરી. ટેક.
વિશ્વ સેન રાજાનોરે નંદન,
માતુ અચીરા સુખકારી. ૨ તુમ. ૧
અંગીયાં બની તોરી અકળશ્વરૂપી,
લાગે મુને બહુ પ્યારી. ૨ તુમ. ૨
કર્મ સકળ તુમે દૂર વિદારી,

આપ વર્યારે શીવ નારી. ૨ તુમ. ૩
તું જગ તારક પરમ કૃપાળુ,
આશ મૂને એક તારી, ૨ તુમ. ૪
નિજ શેવકપર કરૂણા કરીને,
દુખ હરોરે ભવભારી. ૨ તુમ. ૫
પૂન્ય ઉદયથીરે પ્રતિબોધ પામ્યો,
આપો ધીયારે હવે સારી. ૨ તુમ. ૬
કહે લલ્લુ પ્રભુ સાંન્ત સ્વભાવી,
મુનીભાઇચંદ્ર બલીહારી. ૨ તુમ. ૭

## અજીતનાથ સ્તવન.

( તુમ ચીદઘન ચંદ આનંદ લહાલ. એ દેશી. )
તુમ અજીત જીનંદ, હમીંદ લહાલ,
પ્રભુ મુખ શોહે પુનમ ચંદા. મોરારે પ્રભુ ટેક.
નયરી અયોધ્યાને જીતસત્રુ રાજા,
વિજીયારે માતુ આનંદા. ૨ તુમ. ૧
રોહીણી નક્ષત્રમાં જન્મ લીયો હે,
કંચન વરણુ શોહંદા. ૨ તુમ. ૨
તું ગદનારી પ્રભુ શુખકારી,
કાટો મેરારે ભવ ફંદા. ૨ તુમ. ૩
કર્મ બંધનથીરે હું રઝળુછું,
પાર ઉતાસે જીણુંદા. ૨ તુમ. ૪
દેવ અવરકુંરે આક ધંતુરા,
જીનજીસે ફુલ સુગંધા ૨ તુમ. ૫

સમતશીખરપર મોક્ષે સિધાયા,
વરિયારે શીવ સુખ કંદા. ૨ તુમ. ૬
કહે લલ્લુ પ્રભુ અકળાશ્વરૂપી,
વંદોરે સૂરિ રાજ્ય ઇંદા. ૨ તુમ. ૭

## નેમનાથ સ્તવન.

( રાજુલ કહેરે નાથ ગયે સાથ પરહરી. એ દેશી. )

લક્ષ્મીજી કહે નેમ પ્રભુ પરણો પાતળીયા,
તમે ના કહોછો કેમ કહ્યું માંનો દેવરીયા. ટેક.
મેં વાત જાણી મનની પ્રભુ પરણો પાતળીયા,
તુમ બુદ્ધી બાળાપણુની, કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૧
નારી સૂખના સહુ રસીયા, પ્રભુ પરણો પાતળીયા;
જઇ શીવપુરિમાં વસીયા કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૨
ખુબ મોજ મજા માંણી પ્રભુ પરણો પાતળીયા;
અલબેલી સંગ આણી કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૩
થયા બ્રહ્મા વિષ્ણું મોટા પ્રભુ પરણો પાતળીયા,
પણ નારીથી સહુ છોટા કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૪
સૂણો નેમકુંવર રસીયા પ્રભુ પરણો પાતળીયા,
એતો સેહજાનંદે વસીયા કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૫
થયા નેમ નિરમોહી પ્રભુ પરણો પાતળીયા,
ભવી જીવ તણાં પ્રતિબોહી કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૬
સૂરિ રાજ્ય ઇંદ્રિ નેમ પ્રભુ પરણો પાતળીયા,
કહે લલ્લુ આંણી પ્રેમ કહ્યું માંનો દેવરીયા. લક્ષ્મી. ૭

સમાપ્ત.

# अर्पणपत्रिका.

## दुहा.

દોસી ઊમેદ રાજપાળ, મુજ પર પ્રેમ અતુલ્ય,
કરૂ અર્પણ હું આપને, ગુણમણી રત્ન અમુલ્ય;
કચરાભાઈ કસ્તુરદાસ, વાસ કસ્તુરી તુલ્ય,
કરૂ અર્પણ હું આપને, ગુણમણી રત્ન અમુલ્ય.

લી. હું છું આપનો સેવક.



## જાહેર ખબર.

અમારે ત્યાં જૈનધર્મ સંબંધી તથા નાટકની ચોપડીયો વેચાય છે માટે જે સદગૃહસ્થોને જોઇએ તેમણે નીચેને સીરનામે પત્ર લખવો.

મુ. વિરમગામ.

શાહ. લલ્લુ વલ્યમ ધોળેરાવાળા.

ઠે. નવી બજાર.